# દ્વિદલ



: લેખક અને પ્રકાશક :

ડૉ. અવિનાશ મુનશી

શ્રી. શાન્તિલાલ શાહ







: કિંમત :

એક રૂપિયો



: પ્રાપ્તિસ્થાન :

ધી વિસનગર પ્રિન્ટરી, ગોલવાડ, વિસનગર.

પ્રકાશક :
ડૉ અવિનાશ ગજાનન મુનશી
'શ્રીકુંજ'
મંગળદાસ રોડ, એલિસબ્રિજ,
અમદાવાદ—૬.
અને
શાંતિલાલ શાહ,
ગોળવાડ,
વિસનગર.

સંવત ૨૦૧૮
સને ૧૯૬૨

પ્રથમ આવૃત્તિ



કિંમત :
એક રૂપિયો

મુદ્રક :
વિષ્ણુપ્રસાદ ગિરધરલાલ મહેતા
ધી વિસનગર પ્રિન્ટરી,
ગોળવાડ,
વિસનગર.

સૂત્રધાર-વાચકો, શ્રોતાજનો અને પ્રેક્ષકો,

સર્જનાંકુરનાં દ્વિદલ સમાં આ બે નાટકો અહીં રજુ થાય છે. ગુજરાતમાં રંગભૂમિ હવે સૂની નથી. રંગભૂમિ આપે અપનાવી છે, તો આશા છે કે આ દ્વિદલ દ્વારા એ રંગભૂમિને વધુ ને વધુ સમૃદ્ધ કરવા આપ પ્રયાસ કરશો.

—લેખકો

# : ક્રમ :

## : પાત્રપરિચય :

[ પ્રવેશાનુસાર ]

**કૈલાસ :-** વનમાળીદાસનો સૌથી મોટો ભત્રીજો.
**ગાંડાલાલ:-** કૈલાસનો નાનોભાઇ.
**રામો :-** કૈલાસનો નોકર.
**રોહિત :-** કૈલાસનો બીજો નાનોભાઇ
**વનમાળીદાસ :-** કાકો
ચંદુલાલ, મગનલાલ, ડિટેકટીવ, પોલીસ અધિકારી વગેરે

**સ્થળ :** કૈલાસનું ઘર.

**સમય :** રાત્રીના દશ અને પછીથી બીજી સ્હવાર.

[ પડદો ઉઘડે છે ત્યારે કૈલાસ, ગાડાલાલ અને રામો પ્રાર્થનાની તૈયારીમાં દેખાય છે. ]

**કૈલાસ :-** ચાલો, પ્રાર્થના કરો એટલે ઊંઘ આવશે

**ગાંડાલાલ :-** જેમ અગિયાર વાગે અને ભૂખ લાગે એમ.

**કૈલાસ :-** પ્રાર્થના સમયે વિતંડાવાદ બંધ. એથી પાછળ ખરાબ સ્વપ્નાં આવે.

ગાંડાલાલ :–પણ ઉપર પ્રાર્થનાનો વ્હાઇટવોશ થઈ ગયો હોય તોયે ?

કૈલાસ :– ગરબડ નહિ. પ્રાર્થના એટલે પ્રાર્થના. નિયમ એટલે નિયમ. (બરાડે છે) રામા !

ગાંડાલાલ :–ધીમે, ધીમે પેલો પડોશી હમણાં આવી પહોંચશે.

કૈલાસ :– એ તો સિનેમા જોવા ગયો છે.

ગાંડાલાલ :–કેમ જાણ્યુ કે નાટક જોવા નહિ ગયો હોય ?

રામો :– [આવતાં] હા સાહેબ ! સિનેમા જોવા જ ગયા છે.

કૈલાસ :– તને કેમ ખબર પડી !

રામો :– હું કોણ ? હું રામો. જ્યાં ન પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ, જ્યાં ન પહોંચે કવિ ત્યાં પહોંચે અનુભવી; અને સાહેબ ! આ ત્રણે જ્યાં ના પહોંચે ત્યાં પહોંચે આ બંદો બલિ. કોણ રીસાયું, કોણ મનાયું, કોને ત્યાં કેવી સાડી આવા કે ફાટેલા બ્લાઉઝની બરણી આવી, આખા શેરીના કોઈ ઘરની ત્રીજોરીના બારણાથી માંડી ગંગામાની છીકણીની ડબીના ઉઘાડ–વાસની આ બંદાને બધી જ ખબર પડે છે, હાં ..

કૈલાસ :– માત્ર પ્રાર્થનાનો વખત થયો એની ખબર પડતી નથી. હવે તારો બકવાટ બંધ કર. પેલા રોહિતને હવે ઝટ બોલાવ, એટલે પ્રાર્થના કરીને પથારી ભેગા થઇ જઇએ.

રોહિત :– [અંદરથી] મારી પતાવી છે, અને હું પથારીમાં છું.

કૈલાસ :– એ ન ચાલે, શિસ્તને ખાતર પણ તારે બહાર આવવું જોઇએ અને સમૂહપ્રાર્થનામાં ભાગ લેવો જોઇએ.

રામો :– હા સાહેબ, તમારા જનમ પહેલાંથી હું આ ઘરમાં

નોકરી કરૂં છું. તમારા બાપ, ભૂલ્યો (ગાલ પર તમાચા મારી) બાપાજી, 'ગોડ સેવ ધી કિંગ' ગવડાવતા. તમે બાપુજીને પ્રિય એવી પ્રાર્થના કરો છો. આ ઘરનો ધારો છે. એ તોડાય કેમ? ઓ મારા સાહેબ! પધારો... પધારો... પ્રાર્થનામાં કાંઈ બહુ વાર નહિ લાગે. આમે ય આંખો મીચી જ રાખવાની છે.

**રોહીત :-** [બગાસાં ખાતો, આંખો ચોળતો] ચાલો, ઝટ પતાવો, આજ તો પ્રાર્થના પહેલાં જ ઊંઘ આવે છે,

**ગાંડાલાલ :-**ઊંઘ પહેલાં જ પ્રાર્થના થવી શું આવશ્યક છે? સવારે કરીએ તો ન ચાલે? ચોવીસ કલાકમાં એકવાર થવી જોઈએ.

**કૈલાસ :-** [ગુસ્સે થઈને] ના... ના... ના... ચાલો તૈયાર.

[બધા પ્રાર્થના ગાય છે]

વૈષ્ણવજન તો તેને રે કહિયે
જે પીડ પરાઈ જાણે રે.
પરદુઃખે ઉપકાર કરે તો યે
મન અભિમાન ન આણે રે...વૈષ્ણવ૦

[બારણે ટકોરા પડે છે]

**કૈલાસ :-** રામા, જો તો કોણ આવ્યુ?

**રોહિત :-** તમે પતાવો ત્યાં સુધી હું જરા ઉંઘી લઉં.

**રામો :-** [બારણું અડધું ઉઘાડીને] કોણ છો ભાઈ? ખબર નથી આ પ્રાર્થનાનો વખત છે તે?

**વનમાળીદાસ :-**ખબર છે ભાઈ, ખબર છે. મારે તારા શેઠનું કામ છે.

રામો :- પણ શેઠને તમારું કોઈ કામ નથી.

વનમાળીદાસ :-ભલાભાઇ ! જઇને કહે કે તમારા કાકા આફ્રિકાથી આવ્યા છે.

કૈલાસ :- શું છે રામા ?

રામો :- આવું સાહેબ ! [ પેલા તરફ ફરીને ] તમારૂં નામ ?

વનમાળીદાસ :-વનમાળી.

રામો :- સાહેબ, કોઈ માળી છે આ તો

ગાંડાલાલ :-આ સીમેન્ટ કોન્ક્રીટના મકાનમાં ફૂલઝાડ ઉગતાં નથી, અને બાપા કાંઇ પાછળ બગીચા મૂકી ગયા નથી. એમને કહી દે કે અહી એમની કોઈ જરૂર નથી.

કૈલાસ :- એમ નહી. આપણા ડી એસ. પી. સાહેબ કાલે કહેતા હતા કે હવે દરેક પોલીસ ઑફિસે નાના નાના બગીચા બનાવવાના છે કે જેથી પોલીસ ચોકીએ આવતા અને બેસતા સૌના મન પ્રફુલ્લિત રહે. [ રામાને ] જા રામા, એમને ડી એસ.પી. સાહેબને ઘેર મોકલી દે

રામો :- સાહેબ ! એ કંઇ ચોરબોર નથી

ગાંડાલાલ :-અચ્છા ! ડી. એસ. પી. સાહેબને ઘેર શું એકલા ચોર જ જાય છે ?

રામો :- (વનમાળી પાસે) ભાઈ ! અહીં નહીં. ડી. એસ. પી. સાહેબને ત્યા જાઓ. અત્યારે તો ઓફીસ બંધ હશે એટલે એમને ઘેર મળજો. તમે ઘર તો જોયુ છે ને ? ના, તો અહીંથી બહાર નીકળી ડાબે હાથે જશો એટલે ચાર રસ્તા આવશે, તેમાં જમણા હાથનો રસ્તો લેવાનો. તે રસ્તા ઉપર ડ્રેકાને લીલું પાટીયુ મારેલું હશે. ઘણે

ભાગે લીલું જ છે; નહીં તો પીળું તો ચોક્કસ જ. અરે, ભલા માણસ! મોઢું કાં દાબો છો ?

**વનમાળીદાસ :**–મારે ડી. એસ. પી. નું કામ નથી કે ડી.એસ.પી. ના બાપનુંય કામ નથી.

**રામો :**– અમારા ડી. એસ. પી. સાહેબને બાપેય નથી અને છોકરાંય નથી. વફાદાર સરકારી નોકર છે એટલે સાહેબ! પેલો સંતતિનિયમનનો યજ્ઞ છેને તે એ પાળે છે.

**વનમાળીદાસ :**– જહાન્નમમાં ગયો એ તારો યજ્ઞ. ચાલ, આઘો ખસ. ( એમ કહી રામાને બાજુએ હડસેલીને અંદર ધસી આવે છે ) માફ કરજો...

**ગાંડાલાલ :**–ચાલો, પ્રાર્થનામાં ઉભા રહો.

**રામો :**– રોહીતભાઈ! ઉઠો, પ્રાર્થનાનો સમય થયો.

**રોહિત :**– પ્રાર્થનાનો સમય થયો એટલે ઉંઘવાનો સમય થયો.

**કૈલાસ–:**– ગરબડ નહીં, ચાલ ઉભો થા. આજે આપણે આ મહેમાન સાથે સમૂહપ્રાર્થના કરીએ.

[ ગીત આગળ વધે છે. ]

સકળ લોકમાં સહુને વંદે,
નિંદા ન કરે કેની રે;
વાચ્ં કાછ મન નિશ્ચળ રાખે,
ધન ધન જનની તેની રે...વૈષ્ણવ૦

સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી,
પરસ્ત્રી જેને માત રે;
જીહ્વા થકી અસત્ય ન બોલે,
પરધન નવ ઝાલે હાથ રે...વૈષ્ણવ૦

મોહ માયા વ્યાપે નહિ જેને,
દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામ શું તાળી લાગી,
સકળ તીરથ તેના તનમાં રે.. વૈષ્ણવ૦

વણ લોભી ને કપટ રહિત જે,
કામ ક્રોધ નિવાર્યાં રે;
ભણે નરસૈયો તેનું દર્શન કરતાં,
કુળ ઈકોતેર તાર્યાં રે...વૈષ્ણવ૦

[ પ્રાર્થના પુરી થાય છે ]

કૈલાસ :- વડિલ, આપને ન ઓળખ્યા.

વનમાળીદાસ :- મને ખાત્રી જ હતી તમે મને ન જ ઓળખો. તમારો તો જન્મ પણ નહી જ્યારે મેં આ દેશ, આ ગામ, આ ઘર, આ કુટુંબ છોડયુ.

ગાંડાલાલ :-નાસી ગયા હતા ?

વનમાળીદાસ :- હા, અને ના.

રોહિત :- મોહરબાની કરી સમજાય એવુ બોલો. હવે હું સપૂર્ણ જાગ્રત છુ

ગાંડાલાલ :-ચાનીવાર પ્રાર્થના પછી ઉંઘ ઉડી જાય છે.

વનમાળીદાસ :-હું સમજાવુ. તે વખતે મારી ઉમર હશે. માત્ર સત્તર-અઢાર વર્ષની. મેટ્રીકમાં નાપાસ થયો. મોટા ભાઈએ બધાંના દેખતાં મને મ્હેણાં માર્યાં. સ્વાભાવિક રીતે એ ઉમરે મારાથી એ સહન ન થયું. મારા મિત્રના મામાએ મને લાઈન પર લાવવા માટે આફ્રિકા બોલાવી લીધો. હું ગયો. અહીં જ્યાં મન

સુંઝાતું હતું ત્યાં નવા વાતાવરણમાં એ મુંઝારો ઓછો થયો.

**રામો :–** ત્યાં તમે શું કર્યું ?

**ગાંડાલાલ :–**શું શું વળી ? ખાધું પીધું ને મોજ કરી.

**વનમાળીદાસ :–**તમે સાચું જ કહો છો. મેં ખાધું ને ખવડાવ્યું. પીધું ને પીવડાવ્યું; મોજ કરી ને કરાવરાવી. નસીબની દેવી જ્યારે પસંદ થાય છે ત્યારે મળતાં સુખ, વૈભવ, આનંદ, પ્રમોદ, ધન અને પ્રતિષ્ઠા કોઇને સીમા રહેતી નથી. જેટલું વાપર્યું એટલાથી અનેકઘણુ કમાયો.

**રામો :–** તો અહી શું કામ આવ્યા ?

**રોહિત :–** બધું ગુમાવીને તો નથી આવ્યા ને ?

**ગાંડાલાલ :–**માત્ર ગુમાવ્યું હોય તો વાંધો નથી. માથે... એટલે સાથે દેવું તો નથી ને ?

**કૈલાસ :–** ચૂપ રહે. પણ ભાઈ ! તમે કોણ ? કંઇ ઓળખાણ ન પડી. વગર ઓળખે......

**ગાંડાલાલ :–**પ્રાર્થનામાં તો ભાગ લેવા દીધો. હવે આગળ વિચાર કરવો પડે

**રામો :–**એકાદ પથારી તો મળશે

**કૈલાસ :–** ચૂપ રહે.

**વનમાળીદાસ :–**તમે ઉતાવળા થાઓ એ હું સમજી શકું છું. હું વનમાળી તમારા પિતા મનમોહનનો નાનો ભાઈ.

**ત્રણેય :–** [ એક સાથે ] ઓ...હો ! કાકા તમે !

**કૈલાસ :–** તમે તો આવતી કાલે સવારે આવવાના હતા ને ?

**વનમાળીદાસ :–**બરાબર છે. હુ આવતી કાલેજ આવત. પણ

અચાનક વિચાર ફરી જતાં વિમાન માર્ગે આવી પહોંચ્યો. તમને મળવાની ઈચ્છા હુ રોકી ન શક્યો.

**રોહિત :-** કાકા ! પ્રાર્થના પછી જાગવાનો અમારો નિયમ નથી. બીજી વાતો સવારે કરશું તો ચાલશે ને ?

**રામો:-** એમને કેમ ખબર ના હોય ! તમારા બાપના વખતનો ધારો આજ સુધી ચાલુ રહ્યો છે.

**વનમાળીદાસ :-**હા. મારાથી ક્યાં કશું અજાણ્યુ છે ?

**રોહિત :-** તો.. ..!

**વનમાળીદાસ :-**જરૂર, જરૂર, રામા ! મારે ક્યાં સૂવાનુ ?

**રામો :-** સાહેબ ! આપનો સામાન ?

**વનમાળીદાસ :-**કેમ ? વધારાની પથારી નથી કે શું ? શેતરંજી હશે તો ય ચાલશે.

**રામો :-** ના રે સાહેબ ! એક શું બે પથારી પાથરી દઉ. પણ આ તો એમ કે આપનો સામાન હોય તો અંદરના ઓરડામાં મૂકી દઉ.

**ગાંડાલાલ :-**તો શું અત્યાર સુધી એમનો સામાન બહાર પડી રહ્યો છે ?

**વનમાળીદાસ :-** ચિંતા કરવાની કોઇ જરૂર નથી. આ દેશમા સામાન બહાર મૂકીને આવું એવો હું નથી. બાપનો ચોરાયેલો સામાન દિકરાને મળે તો ય ઘણુ છે.

**ગાંડાલાલ :-**નહી કાકા ! વાત એમ નથી, પણ ગુન્હો પકડવામાં પોલીસને જોઇતો સહકાર નથી મળતો.

**કૈલાસ:-** એટલે શું ચોરે જાતે જઇને સામાન પરત કરવો ?

વનમાળીદાસ :- ચાલો એ બધી વાત જવા દો. મેં મારો સામાન એર ઑફિસમાં જ રાખ્યો છે.

ગાંડાલાલ :-એમ શું કામ કર્યું ? આ ઘર શું તમારૂ ઘર નથી ?

વનમાળીદાસ :- મારૂ જ ઘર છે; અને એટલે જ આટલી રાતે આવી ચઢયો. મારૂ આવવાનું અનિશ્ચિત અને આકસ્મિક હતુ, એટલે મને સામાન ત્યાં જ રાખવાનું સલાહભર્યું લાગ્યુ.

કૈલાસ :- કશો વાંધો નહી, આવતી કાલે સવારે આપણે સામાન મગાવી લઈશું.

વનમાળીદાસ :-નહી નહી, એમ કરવાની જરૂર નથી.

રામો :- કેમ સાહેબ ?

વનમાળીદાસ :- કાલે બપોરે મારે કલકત્તા જવુ છે. તમે જો મેં લખ્યા મુજબ પેલા પૈસા લાવી રાખ્યા હોય તો સવારે જ ચાલ્યો જાઉં.

કૈલાસ :- કેમ કાકા ! એકદમ ?

વનમાળીદાસ :- મને રસ્તામાં જ તાર મળ્યો. મારે કાલે કલકત્તા જવુ જ પડે એમ છે. કંઈ ચિંતા કરવાની જરૂર નથી. દશેક દિવસમા હુ પાછો આવીશ.

કૈલાસ :- પછી અહી જ રોકાશોને ? કે આફ્રિકા પાછા જવુ છે ?

વનમાળીદાસ :- કશુ નક્કી નથી. પણ મને હવે ઉમર જણાય છે, એટલે મારી પાસે જે કઈ થોડું ઘણુ છે તેનું નક્કી કરી નાખવુ છે.

ગાંડાલાલ :- આટલું વહેલું ?

વનમાળીદાસ :- કાલની કોને ખબર છે ?

કૈલાસ :- અમે છીએ ત્યાં સુધી, કાકા! તમારે કોઈ ચિંતા કરવાની જરૂર નથી.

વનમાળીદાસ :- એ તો છે જ. મારે બીજું છે પણ કોણ? જેમાં તેમાં તમે અને એટલે તો હું મારી મિલ્કતનું વીલ મારી સાથે જ લેતો આવ્યો છુ. સવારે બતાવીશ. મને તિજોરીની ચાવી આપો તો અત્યારે તે અંદર મૂકી દઉં.

[ એટલી વારમાં રામાએ પથારીઓ પાથરી દીધી છે. ]

વનમાળીદાસ :- [ આજુબાજુ જોઈને ] મને અહીં સૂવુ નહીં ફાવે મને એકાંતમાં જ સૂવાની ટેવ છે મને લાગે છે હુ અંદરના ઓરડામાં સૂઈ જાઉ તો કેવુ?

કૈલાસ :- અંદરના? આ ઓરડામાં?

વનમાળીદાસ :- [ સ્હેજ હસીને ] કેમ કંઈ વાંધો છે? અંદર ભૂતભૂતનો વાસ છે? કે તિજોરી પડી છે?

કૈલાસ :- હ. !

વનમાળીદાસ :- સમજ્યો. તો તો મારે ત્યા જ સૂવુ જોઈએ. તિજોરીમાં પૈસા પડ્યા હોય ત્યારે કોઈના સૂવાની જરૂર છે જ. રામા! હું અંદર સૂઈશ [ અંદર જાય છે. ]

રામો :- [ પથારીમાં આડો પડતાં ] હે ભગવાન! સવાર મોડી પડજો

[ પ્રકાશ ઝાંખો થાય છે .. ટાવરમાં બેના ટકોરા પડે છે. કૈલાસ જાગ્રત રહીને ઉભો થાય છે અને આસ્તેથી જગાડે છે ]

રામો :- [ઝબકીને જાગતાં] શું છે ?

કૈલાસ :- સી...અવાજ નહી. આપણે બધું શાંતિથી પતાવવાનું છે. રોહિત અને ગાંડિયો બન્ને સૂતા છે.

રામો :- [બેઠો થઇ ને] કહો શું છે ?

કૈલાસ :- [બાજુ પર લઇ જઈ] જો સાંભળ, કાકા અંદર સૂતા છે. હું ધારૂં છું કે પેલો વીલનો કાગળ એમની પાસે હોવો જોઇએ કાં તો તિજોરીમાં મૂકયો હશે

રામો :- હં... બરાબર છે. એ તો એમણે જ કહ્યું હતું.

કૈલાસ :- તું સમજતો નથી. અત્યારે બરાબર વખત છે. કોઇપણ હિસાબે આપણે એ વીલનો કાગળ મેળવી જ લેવો જોઈએ.

રામો :- એની શુ ઉતાવળ છે ? આવતી કાલે સવારે આપો-આપ આવીને મળશે

કૈલાસ :- મૂ...ર્ખ !

રામો :- એ તો સાહેબ આપ ઘણીવાર કહો છો.

કૈલાસ :- [રામાને ખભેથી પકડીને] તુ સમજતો કેમ નથી ! એમણે કહ્યું કે કાલે સવારે તે કલકત્તા જવાના છે. મને દાળમા કઈંક કાળું લાગે છે

રામો :- તે શું વીલ કલકત્તામાં કોઇને આપી દેશે ?

કૈલાસ :- બની શકે, પણ એવું જોખમ હું લેવા માગતો નથી. કાલ સવાર પડે તે પહેલાં એ વીલ મારા કબજામાં હોવું જોઇએ પછી ભલે એમનો પ્રાણ... યમરાજના કબજામાં જાય

રામો :- [અધવચ્ચ અટકાવ ને] છી... છી... છી... આ શું બોલો છો ? ગમે તેમ તોય કાકા

કૈલાસ :- કાકો એના ઘરનો.

રામો :- તો પછી ?

કૈલાસ :- તારી હિંમત ચાલશે ?

રામો :- સાહેબ ! આ દૂધી કાપવાની વાત નથી

કૈલાસ :- કાયર..

રામો :- એમ નિરાશ થવાની જરુર નથી. તમારી ઇચ્છા હશે તો...

કૈલાસ :- તો ઉપડ રસોડામાં જા, તારું સાધન લે. આ ઓરડામ જા એ સૂતા હશે. હું અહીં બહાર નજર રાખું છુ તારૂં કામ પતાવ. જા હું તને નહી ભૂલુ.

રામો :- (ઓચી ખંજવાળતાં) સાહેબ ! શું લઉં ?

કૈલાસ :- એટલે ?

રામો :- પેન્સીલ છોલવાનુ ચપ્પુ કે સૂરણ કાપવાની છરી

કૈલાસ:- સૂરણ કાપવાની. મૂર્ખ ! જા, જલ્દી કર.

[ રામો અંદર જાય છે. કૈલા બહાર આંટા મારે છે. પા સગીતના ધેરા સૂરો. રામો રસ ડામાંથી છરી લઇને બતાવ બતાવતો અંદરના ઓરડા ચાલ્યો જાય છે. થોડી વ અંદરથી એક બંધ કવર સાથે રા પાછો આવે છે. કૈલાસ એ ક લઈ એની સામે જોઈ અને હસ હસતા એના ઓરડામાં જાય

અને રામો વારંવાર અંદરના ઓરડા તરફ જોતો મોઢે-માથે ઓઢીને સૂઈ જાય છે. કૈલાસ પણ આવીને પછી પોતાની જગ્યાએ સૂઈ જાય છે. એક પળ માટે અંધકાર, અને પછી સવારનું અજવાળું પથરાય છે. એક પછી એક સહુ જાગતા ઉઠે છે. એટલે બહાર દૂધવાળાની ખાતા બૂમ પડે છે ]

**રામો :–** કેમ આજ પેલી નથી આવી ? [ જઈને તપેલી લઈને આવે છે... જતાં જતાં ]– કાકાના ભાગનું દૂધ લેવાની જરૂર નથી ને ?

**કૈલાસ :–** ચૂપ મર...મૂર્ખ ! કેમ કાકા કંઈ ગધા-દૂધ નહીં પીએ ?

**રામો :–** ભૂલી ગયો, ભાઈસા'બ ! ભૂલી ગયો. [ દૂધ લેવા જાય છે દૂધ લઈને પછી રસોડામાં જાય છે. ]

[ ગાંડાલાલ ઉઠીને રામાની પાસે જાય છે. ]

**કૈલાસ :–** ક્યાં જાય છે ?

**ગાંડાલાલ :–** દાતણ પાણી.

**કૈલાસ :–** કેમ રોહિત ! તારે દાતણ નથી કરવાનું ? ચાલ, ઉઠ.

**રોહિત :–** પહેલાં ચાલું કે ઉઠું ?

**કૈલાસ :–** ચાલ, જલદી પરવારી લે. રામા !

**રામો :–** [ અંદરથી ] સાહેબ ! દૂધ ગરમ કરું છું.

**કૈલાસ :–** પહેલાં અહીં આવ. રોહિત ! જરા દૂધ પર નજર રાખજે.

રોહિત :- [અંદરથી] દધ પર કે બિલાડી પર ?

રામો :- બોલો, સાહેબ !

કૈલાસ :- જા. કાકાને ઉઠાડવા પડશે ને !

રામો :- ના સાહેબ ! તમે ઉઠાડો.

ગાંડાલાલ :-કોને ઉઠાડવાની વાત છે ?

રામો :- કોઇને. . કોઇને નહી, સાહેબ !

કૈલાસ :- એ તો વનમાળીકાકાની વાત છે બહુ સારી ઉંઘ આવી ગઈ લાગે છે.

ગાંડાલાલ :-લાવોને, કાકાને હુ ઉઠાડુ.

રામો :- તમે સાહેબ ! ના, ના. તમે નહી.

કૈલાસ :- જા રામા ! તું જ ઉઠાડ.

રામો :- ના સાહેબ ! તમે જ ઉઠાડો.

ગાંડાલાલ :-અરે એમા આટલી બધી ભાંજગડ શી ? લાવ હુ જ ઉઠાડુ. [અંદર જાય છે, અને અંદરથી બેબાકળો ખૂ..ન ....ખૂ...ન .. બોલતો બહાર દોડી આવે છે; એને બન્ને જણ પકડીને બેસાડે છે. એટલામાં રોહિત પણ શું છે ? શું છે ? કરતો બહાર ધસી આવે છે. થોડીક ક્ષણે, ન સમજાય એવી ધાંધલ મચી રહે છે. ]

કૈલાસ :- પણ ભાઈ ગાંડા ! થયુ છે શું એ તો કહે ?

ગાંડાલાલ :-ખૂ ..ખૂન થયુ છે.

અવાજ :- [એકી સાથે] હેં..... ખૂન ?

રામો :- શેનું ખૂન ?

ગાંડાલાલ :-કાકાનું.

રોહિત :- શાથી થયુ ?

કૈલાસ :- એની આપણને કેમ ખબર પડે ?

ગાંડાલાલ :-પ...ણ...

રોહિત :- પણ કેમ જાણ્યુ કે ખૂન થયુ છે ?

કૈલાસ :- આ ગાંડો કહે છે.

ગાંડાલાલ :-હું સાચુ કહું છું ન માનતા હો તો અંદર જઈને જોઈ આવો

રોહિત :- ચાલો કૈલાસભાઇ, આપણે ખાત્રી કરીએ

કૈલાસ :- એમા ખાત્રી શી ? ગાંડો કંઇ ખોટું ન બોલે

રોહિત :- તો આપણે પોલીસને ખબર આપીએ.

રામો :- હે.. પોલી.. સને ?

કૈલાસ :- ના, ના. પોલીસને ખબર આપવાની કંઇ જરૂર નથી. નાહકનું ધાંધલ થશે, અને લોક ભેગા થશે. પંચનામુ થશે. પોલીસ ચોકીએ આંટાફેરા થશે. આપણી બધાની ફજેતી થશે અને ગામમાં વાત થશે.

રામો :- તો ?

કૈલાસ :- પોલીસ આવશે. લાશને લઈ જશે. ડૉક્ટરો એને ચૂંથશે. ના...ના મારા કાકાની લાશ એમ ચૂંથાય તે મને પસંદ નથી.

ગાંડાલાલ :-કાકા તો અમારા પણ છે. પોલીસને જાણ ન કરીએ તો ખૂની પકડાશે નહી, અને એને બીજાં ખુન કરવાની તક મળશે.

રામો :- હાં...સાહેબ ! એ વાત ખરી છે, ખૂની આપાનું ઘર જોઇ ગયો લાગે છે. ગઇ કાલે કાકાનો વારો હતો. તો આજે... [ કૈલાસ તરફ જુએ છે. ]

કૈલાસ :- મારો વારો, એમ ? બેવકૂફ ! ગમે તેમ શું બોલે છે ?

રોહિત :- પણ પોલીસને ખબર તો આપવી જ જોઇએ. એમ જો આપણે પોલીસથી ડરી જઇએ તો કેમ ચાલે? રામે

ગાંડાલાલ :-ખરી વાત છે. એક બાજુ ગુંડાથી ડરીએ, અને બીજી બાજુ પોલીસથી તો પછી જીવાય કેમ ?

રામો :- સાહેબ ! તમે કંઇક રસ્તો બતાવોને ?

કૈલાસ :- ગાંડા શું રસ્તો બતાવવાનો હતો ?

રામો :- તો સાહેબ ! તમે તો બધું જાણો છો.

કૈલાસ :- (ધૂરકાતાં) હું કશું નથી જાણતો.

ગાંડાલાલ :-આપણે એમ કરીએ.

રોહિત :- [વચ્ચે જ] ખૂન તો થવાનું હતું તે થઇ ગયુ પણ હવે શુ ?

રામો :- સાહેબ ! હુ એ જ કહું છું. હવે શુ ?

કૈલાસ :- તું વચમાં નકામો બડબડ નહી કર હું એમ કહુ છું કે રોહિત ! આપણે બે પાંચ પાડોશીઓને બોલાવી લાવીએ અને હવે જે બની ગયુ છે એ ઉપર વ્યર્થ શોક ન કરતાં કાકાની અતિમ વિધિ પતાવી નાખીએ.

ગાંડાલાલ :-હા, એ ઠીક છે. પણ મડદાને જરી સીધું કરી સૂવાડી દઇએ

કૈલાસ :- રોહિત ! અને તું પણ ગાડા ! તમે બન્ને જઇ દશબાર માણસોને બોલાવી આવો. અત્યારે કોઇ સગાવહાલાંને બોલાવવાનો તો વખત નથી; અને કાકાનો એવો પરિચય પણ કોને ? એટલે પાડોશમાંથી દશબાર જણને બોલાવી લાવો. જાવ, ત્યાં સુધીમાં હુ

અને રામો બધું બરાબર કરી દઇએ છીએ. જો જો. કંઇ આડું અવળું ના બોલતા.

રામો :- પેલા છગનલાલને ત્યાં જતાં સભાળજો કુતરૂ બહુ ખરાબ છે. બહારથી જ બૂમ પાડજો; અને પેલા ચંદુલાલભાઇને ભૂલાય નહી. એમને આવો શોખ છે.

કૈલાસ :- ચાલ હવે એમને જવા દે. એમને શું કરવું એનું એમને ભાન છે

(પેલા બન્ને જાય છે)

કૈલાસ :- જા, રાતે વાપરેલી પેલી છરી પાછી એને ઠેકાણે મૂકી દે

(રામો અંદર જાય છે, અને છરી લઇને પાછો આવે છે.)

રામો :- (છરી કૈલાસને બતાવતા) આ છરી, સાહેબ!

કૈલાસ :- (છરી જોઇને) છરી પર લોહી કેમ નથી?

રામો :- હે! હા. હા લોહી તો નથી!

કૈલાસ :- મૂર્ખ! તેં કર્યું શું?

રામો :- ખ. ખ...ખ. ખૂ. ન!

કૈલાસ :- કોનું?

રામો :- સાહેબ! હવે તમે અંદર જઇને જોઇ આવો. હું અંદર નહી જાઉ મને બીક લાગે છે.

કૈલાસ :- (અંદર જાય છે, અને હાથમાં તકિયો લઇને બહાર આવે છે.) મૂર્ખ! જો, આ તકિયાનો ગલેપ ફાડયો.

રામો : હેં...! એ શું?

કૈલાસ :- કાકો ઉઠાઉગીર નીકળ્યો.

રામો :- એટલે ?

કૈલાસ :- એ તકિયા વગેરે ગોઠવી, રફુચક્કર થઈ ગયા, અને આ અમારા રામસીંહજી એ પોતાના મજબુત હાથે આ તકિયાની છાતીમાં આ છરી હુલાવી દીધી.

રામો :- સારૂ થયુ, સાહેબ! સારૂ થયુ હુ બચી ગયો. આખી રાત ઉંઘ નથી આવી. તકિયો તો બીજોય આવશે.

કૈલાસ :- (ગુસ્સામાં તકિયાને પછાડી) પણ વીલ પાછું નહી આવે બધા ઉપર પાણી ફરી વળ્યુ. એ મૂર્ખ! તુ સમજતો નથી. કાકો ગયો વીલ ગયું. પૈસા ગયા અને પાછળ આપણે મૂર્ખા રહ્યા.

રામો :- વીલ તો સાહેબ, મેં તમને આપ્યું હતુ ને!

કૈલાસ :- એ ઉસ્તાદ શુ કંઈ સાચું વીલ મૂકી ગયો હશે ?

રામો :- જુઓ તો ખરા, સાહેબ!

કૈલાસ :- (અદર જઈ લઇ આવી કવર ફોડે છે અંદરથી સફેદ કાગળ નીકળે છે તે બતાવતાં) જો, તારી આંખો ફાડ.

રામો :- સાવ કોરો કાગળ, સાહેબ!

કૈલાસ :- અરે એ મૂર્ખ! હમણાં પેલા ડાધુઓ આવશે. એને શું જવાબ આપીશું ?

રામો :- સાહેબ! કહેતા હો તો બધા દૂધની ચા બનાવી દઉં. કહે છે કે ચા પીધા પછી કોઈ ગુસ્સો કરતું નથી

કૈલાસ :- (બેસી જતા) તું મારા મોંઢા આગળથી આઘો ટળ. હે ભગવાન, હું મરી ગયો!

રામો :- સાહેબ! કાકા યે નથી મરી ગયા અને તમેય નથી

મરી ગયા. ડાઘુઓ આવશે તો પાછા જશે. એ આવે એટલે એમને મડદું આપવું જ એવું કંઈ લખી આપ્યું છે?

**કૈલાસ:-** (દાંત કચકચાવીને) મને તો એમ થાય છે કે તનેજ બાંધીને સ્મશાને મોકલાવી દઉં.

**રામો:-** સાહેબ, ત્યાં જો બાળવાના ના હોય, તો મને વાંધો નથી. કલાક પછી પાછો આવીશ, અને તે વખતે આવતાં બજારમાંથી શાક પણ લેતો આવીશ

(ગાંડિયો તથા રોહિત ડાઘુઓ સાથે આવે છે.)

**ગાંડાલાલ અને રોહિત:-** (બહારથી પોક મૂકતાં) ઓ મારા વનમાળી કાકારે..............

(કૈલાસ અને રામો એકબીજાની સામે જોયા કરે છે.)

**ચંદુલાલ:-** અરે કૈલાસભાઈ! બેસી શું રહ્યા છો: થવા કાળ હતુ તે તો થઈ ગયું. હવે ઢીલ કરવાનો કંઈ અર્થ નથી. ગાડાલાલ! વાસ મંગાવ્યા છે ને?

**મગનલાલ:-** અહીની ધરતી પોકારતી હશે તે કાકા છેક આફ્રિકાથી અહી આવ્યા.

**ગાંડાલાલ:-** રોહિત...ભાઈ! વાસનું શું કર્યું?

**ચંદુલાલ:-** શું તમેય તે? શું કર્યું શું કર્યું શું પુછો છો? વાંસ કંઈ પોતાની મેળે ચાલતા થોડા આવશે? એ તો આપણેજ જઈને લઈ આવવાના હોય.

**મગનલાલ :-** અરે ભાઈ, ચાલો આ બધા તો બાળક છે. એમને મરણું ક્યારે જોયું હોય તે ખબર પડે, કે શું કરવુ અને શું ન કરવુ? તમે તો ચંદુલાલભાઈ, અનુભવી છો એટલે કંઈક શરૂ કરો

**ચંદુલાલ :-** (બાંયો ચઢાવતાં) ભલે, ભલે આજસુધીમાં ચારસોને ઓગણીસને બાંધ્યા અને વળાવ્યા તો આનો તો શુ હિસાબ? આ તમે આખ મીચીને ઉઘાડો ત્યાં તો સ્મશાને પહોંચાડી દઉ

**ગાંડાલાલ :-** તો તો તમે કેજ્યુઅલ રજાઓ ખૂબ ભોગવી હશે?

**ચંદુલાલ :-** અરે એનો ક્યાં રેકર્ડ હોય છે? ચાલો, આપણે કેટલા છીએ? એક જણ ઉપડો અને પેલા કમરૂદ્દીનને મારૂ નામ દેજો એટલે બધું બાંધી દેશે પૈસા પછી આપશો તોય ચાલશે આપણુ એટલું ત્યાં માન છે

**ગાંડાલાલ :-** તો તો ચંદુભાઈ! તમે જશો તો એ પૈસાય નહી લે.

**ચંદુલાલ :-** મારે અહી બીજી ઘણી તૈયારી કરવાની છે તમે એમા શું સમજો?

**રોહિત :-** (એકદમ) પધારો...પધારો.

**ચંદુલાલ :-** એય. પધારો ના કહેવાય

**ગાંડાલાલ :-** ડિટેક્ટીવ સાહેબ, આપ? અત્યારે?

**રામો :-** (કૈલાસને) સાહેબ! આમને વાત કરોને

(કૈલાસ મૂગો બેસી રહે છે.)

**ચંદુલાલ :-** (પાસે જઇને) ભાઈ કૈલાસ! આમ લાગણીવશ થવાય? જે કોઈ આ દુનિયામા આવ્યું છે તે એક દિવસ તો આમ જવાનું જ છે.

ગાંડાલાલ :–ખરી વાત છે. એણે એની ફરજ બજાવી. આપણે હવે આપણી ફરજ બજાવવાની.

ડિટેકટીવ :–તમારા કાકા ક્યારે આવ્યા તેની ખબર ન પડી?

રામો :– અને ક્યારે ગયા એનીય ખબર ન પડી.

ચંદુલાલ :–સંસારમાં આવું જ બને છે. 'ન જાણ્યુ જાનકીનાથે, સવારે શું થવાનું છે'. ચાલો, કાકાને ક્યા સૂવાડ્યા છે. વખત જાય છે, માથે તડકો ચઢે છે અને શરીરે તે જો સારા હશે તો બળતાં ચાર પાચ કલાક લાગશે. જતાં બે કલાક, આવતાં બે કલાક, અને ત્યા ઓછામા ઓછા ચાર કલાક તો ખરા જ. એટલે ચાલો, જલદી કરો. આવનાર આવી પહોંચશે.

(ગાંડાલાલ આંગળી બતાવે છે એટલે ચંદુલાલ એ ઓરડામાં જાય છે, અને તરત પાછો આવે છે.)

ચંદુલાલ :–ક્યાં છે? ક્યા છે?

કૈલાસ :– કેમ! અંદર નથી?

ચંદુલાલ :–અંદર તો કોઈ નથી

રામો :– સાહે..બ!

કૈલાસ :– ચૂપ રહે.

ચંદુલાલ :–કંઈક ગોટાળો છે. આ બધુ છે શુ?

ગાંડાલાલ :–કૈલાસભાઈ!

ચંદુલાલ :–બેઠા છો શું? ઉભા થાવ, અંદર આવો. આ બધું છે શું?

(થોડોક ઘોંઘાટ)

ગાંડાલાલ :- ડિટેકટીવ સાહેબ ! તમે ઉભા શું રહ્યા છો ?

ડિટેકટિવ :-મારા ધર્મ પ્રમાણે હુ પરિસ્થિતિનો અભ્યાસ કરતો હતો

ચંદુલાલ :- કૈલાસ! જવાબ આપો. આ શુ મશ્કરી માંડી છે સવારનો અમારો બધાનો કિંમતી સમય બગાડયો ?

કૈલાસ :- મને કંઇ સમજાતું નથી આ બધુ શુ થયુ ?

ગાંડાલાલ :-ડિટેકટીવ સાહેબ ! આપ હવે કંઈ રસ લો

ડિટેકટીવ :-હુ એજ વિચાર કરતો હતો. આ ઓરડામાંથી કોઇએ બહાર જવાનું નથી.

ચંદુલાલ :-મારો ખોટો સમય બગડે છે આ બાબતમાં અમારે કંઈ લાગે કે વળગે

ડિટેકટીવ :-કંઇ વાંધો નહી સ્મશાને ગયા હોત તો આથી વધારે સમય બગડત. હવે મીસ્ટર કૈલાસચંદ્ર ! તમે બોલો, ખૂન ક્યારે થયુ હતું ?

કૈલાસ :- એ જો મને ખબર હોત તો તમને શુ કામ તકલીફ આપત ?

રામો :- પણ સાહેબ ! ખૂન થયું છે જ કયા ?

ડિટેકટીવ :- મી. રામાલાલ! તમે વચમાં ના બોલો. તમારી પાસે હું પછીથી આવીશ.

રામો :- સાહેબ ! તમે શુ કરવા આવો ? હુંજ આવું છું

ડિટેકટીવ :- આ બાજુ બેસો. હં..., તો મી કૈલાસચંદ્ર ! ખૂન થયુ ત્યારે તમે કયાં હતા ?

કૈલાસ :- પણ ડિટેકટીવ સાહેબ ! ખૂનજ કયાં થયુ છે ?

ડિટેકટીવ :- તો તમેજ કહો, શું થયું છે ?

કૈલાસ:- ગઈ કાલે રાત્રે મારા કાકા વનમાળીદાસ આવ્યા.

ડિટેકટીવ:- એ તમારા કાકા હતા એનો કંઇ પુરાવો ?

કૈલાસ:- એનો પુરાવો અત્યારે તો કેમ આપી શકાય ? પણ હું, મારા ભાઇઓ ગાંડાલાલ અને રોહિત અને આ નોકર રામો એમને સારી રીતે ઓળખીએ છીએ. તેઓ અમારા કાકા થાય.

રામો:- મારા નહી, સાહેબ !

ડિટેકટીવ:- અને ..તમે એના ભત્રીજા થાવ. હં.. પછી શું થયુ ?

કૈલાસ:- એ આવ્યા.

ડિટેકટીવ:- ક્યાંથી આવ્યા ?

રામો:- આ બારણામાંથી, સાહેબ !

ડિટેકટીવ:- તમે વચમાં ના બોલો. મી. કૈલાસચન્દ્ર ! હું એમ પૂછું છું કે તમારા કાકા વનમાળીદાસ રાત્રે ક્યાંથી આવ્યા એટલે કે કયા ગામથી અથવા કયા સ્થળેથી આવ્યા ?

કૈલાસ:- આફ્રિકાથી મુંબઈ; અને મુંબઇથી વિમાનમાર્ગે અહીંઆં.

ડિટેકટીવ:- ઠીક......પછી ?

કૈલાસ:- અમારી સાથે વાતો કરી, તેઓ અંદરના રૂમમાં જઇને સૂતા.

ડિટેકટીવ:- અંદર એમની સાથે કોઈ હતું ?

કૈલાસ:- જી, ના.

ડિટેકટીવ:- અંદરના ઓરડામાં કોઈ બારી બારણાં કે એવુ કોઈ જવા આવવાનું સાધન સગવડ ?

કૈલાસ :- આપ અંદર જઈને જોઈ શકો છો.

ડિટેકટીવ :- એ હું પછી જોઈશ. પહેલાં તમે કેટલું જાણો છો તે કહો. તમે સમજો. હું પોલીસ ઑફિસર નથી, ડિટેકટીવ છું.

કૈલાસ :- ઠીક.

ડિટેકટીવ :- તો ત્યાં કોઈ બીજું બારણું નથી ?

કૈલાસ :- જી ના, માત્ર એક બારી છે.

ડિટેકટીવ :- વારુ, બીજું કંઈ ત્યાં છે ?

કૈલાસ :- જી હા. એક તિજોરી.

ડિટેકટીવ :- ઠીક. તો પછી એ રાતના કેટલા વાગે સૂવા ગયા ?

કૈલાસ :- આશરે દશ થયા હશે.

રામો :- ના સાહેબ ! દશ વાગે તો અમે પ્રાર્થના કરતા હતા.

ડિટેકટીવ :- પ્રાર્થના ? શેની પ્રાર્થના ?

કૈલાસ :- ભગવાનની.

રામો :- ના, સાહેબ ! ઉંઘવાની.

ડિટેકટીવ :- પણ પછી શું થયુ ?

કૈલાસ :- સાહેબ ! એ અંદર સૂઈ ગયા અને અમે બહાર સૂઈ ગયા.

ડિટેકટીવ :- પછી ?

રામો :- પછી સાહેબ તમે આવ્યા અને બધુ જાણો છો

કૈલાસ :- સવારે જ્યારે જોયું ત્યારે તિજોરીનું બારણું ઉઘાડ હતું, અને ખાટલામાં કોઈ હતું નહીં.

ડિટેક્ટીવ:-તો તમે કેમ જાણ્યુ કે તમારા કાકાનું મૃત્યુ અથવા ખૂન થયું છે?

રામો:- એ સાહેબ, કંઈ સમજાતું નથી. તમને સમજણ પડે તો કહો.

ડિટેક્ટીવ:-તિજોરીમાં પૈસા હતા?

રામો:- તો શું દૂધ મૂકવા તિજોરી રાખી હતી?

ડિટેક્ટીવ:-કેટલા પૈસા હતા?

કૈલાસ:- સાહેબ! એની સાથે તમારે નિસ્બત નથી. એમાં પૈસા હતા, એ મારા પૈસા હતા, અને એ ગુમ થયા છે.

ડિટેક્ટીવ:-હં...કેસ જરા ગુંચવડા ભર્યો છે પણ મને સમજાતું નથી કે તમારા કાકા અદંર નહોતા તો તમે આ બધા માણસોને શા માટે બોલાવ્યા?

કૈલાસ:- વ્હેલી સવારે કાકા અંદર સૂતા હતા

ડિટેક્ટીવ:-સૂતેલા કોણે જોયા હતા?

કૈલાસ:- રામાએ.

ડિટેક્ટીવ:-મી. રામાલાલ! તમે આમ આવો. બોલો તમે કાકાને ક્યારે જોયેલા?

રામો:- ગઈ કાલે રાત્રે દશ વાગે

ડિટેક્ટીવ:-હું ગઇ કાલ રાતની વાત નથી કરતો. સવારની વાત કરૂં છું

રામો:- પણ હું સાહેબ, રાતની વાત કરૂં છું.

ડિટેક્ટીવ:-હું પૂછું એનો સાચો જવાબ આપો.

રામો:- હું એનો સાચો જ જવાબ આપું છું

ડિટેકટીવ:—વારૂ...તમે રાત્રે દશ વાગે એમને જોયા. પછી સવારે એમને ઉઠાડવા તમે ગયા હતા?

રામો:— જી, હા.

ડિટેકટીવ:—ત્યારે તમે એમને જોયેલા નહી?

રામો:— ના જી તેઓ મોઢે માથે ઓઢીને સૂતા હતા

ડિટેકટીવ:—ત્યારે કેટલા વાગ્યા હશે?

રામો:— સાહેબ! હું કંઇ દરેક કામ ઘડિયાળ જોઇને કરતો નથી, અને મારા સાહેબે મને ઘડિયાળ અપાવ્યું પણ નથી. એટલે તો અમારા રામા મંડળમાં એવો ઠરાવ કરવાનો છે કે દરેક રામાઓને તેમના શેઠ તરફથી ઘડિયાળ અપાવવુ એટલે સાહેબ! હવે પછી આવું કંઈ બનશે તો હું ચોક્કસ સમય નોંધી રાખીશ

ડિટેકટીવ:—બહુ વાયડો ભાઈ! મારે એમ જાણવુ છે કે સવારે તમે ઉઠાડવા ગયા ત્યારે તમારા કાકા...

રામો:— (વચ્ચેથી અટકાવીને) મારા નહિ, સાહેબ!

ડિટેકટીવ:—બરાબર. તમારા શેઠના કાકા સૂતેલા હતા. અને તે વખતે તમારા સિવાય બીજુ કોઈ હતું?

રામો:— જી, હા.

કેલસ:— કોણ હતું રામા?

ડિટેકટીવ:—સાચે સાચું કહી દેજો કોણ હતું?

રામો:— બાજુમાં તિજોરી, એમના ઉપર છરી, અને ઉપર બંધ દીવો.

ડિટેકટીવ:—એવકૂફ! ઠીક. છરી કયાં હતી?

રામો:— સાહેબ! કાકાની પીઠમાં.

ડિટેક્ટીવ:—કાકાની પીઠમાં?

રામો:— એ સાહેબ ખબર નથી. છાતીમાં પણ હોય.

ડિટેક્ટીવ:—તો એ છરી ક્યાં ગઈ?

કૈલાસ:— ખૂની સાથે લઈ ગયો હશે

રામો:— (સ્હેજ ગભરાતાં) સાહેબ! ઘરની ઝડતી કરશો?

ડિટેક્ટીવ:—હા, જરૂર. કેમ નહી?

રામો:— (ધ્રૂજતાં) તો સાહેબ! છરી રસોડામાં પડી છે.

ડિટેક્ટીવ:—ચાલો, મને રસોડું બતાવો

(ડિટેક્ટીવ અને રામો રસોડામાં જાય છે.)

ચંદુલાલ:—ભાઈઓ! સાંજ સુધી આપણે અહીંથી છૂટીએ એમ લાગતું નથી.

મગનલાલ:—રામાને કહીએ કે રસોઇની તૈયારી અહીયાં જ કરે.

ચંદુલાલ:—એ તો ઠીક છે, પણ મને એમ થાય છે કે જે કેસમાં આપણે જરાપણ સડોવાયા નથી તેમાં આપણને આ કાચી જેલ શા માટે?

મગનલાલ:—હું પણ એજ કહું છું, ચંદુલાલ!

ચંદુલાલ:— તમે શું કહેતા હતા, મગનલાલ! હું જ કહું છું.

મગનલાલ:—ભલે તમે કહો, પણ શું આપણે અહી બેસવાને બંધાયેલા છીએ?

ચંદુલાલ:—હરગીઝ નહી, પણ હા, એ જો લાશને અહી શોધી લાવે તો આપણે જરૂર ઉપયોગી થઇએ.

મગનલાલ:—પણ મને એમ નથી લાગતુ.

ચંદુલાલ :– તો આપણે શા માટે અહીં રોકાવું ?

બધા :– ખરી વાત છે, ખરી વાત છે, ચાલો, ચાલો.

( બધા જાય છે. )

કૈલાસ :– ( રોતલ સ્વરે ) રોહિત !

રોહિત :– ( એજ રીતે ) કૈલાસભાઇ !

કૈલાસ :– હવે શું થશે ? આ તો ફસાયા.

રોહિત :– હું પણ એજ કહું છું કે આ તો ફસાયા.

કૈલાસ :– માળુ કૌતુક નીકળ્યુ.

રોહિત :– કાકો જબરો નીકળ્યો. આપણને ય બનાવી ગયો.

ડિટેકટીવ :– ( બહાર આવતાં ) હું કોઇને ય બનાવતો નથી, સાહેબ ! ( પછી છરી બતાવતાં ) મી. કૈલાસનાથ, અને મી. રોહિતનાથ ! તમે પણ બોલો, આ છરી તમારા જ ઘરની છે ને ?

કૈલાસ :– જી, હા.

ડિટેકટીવ :– અને આ છરીથી તમારા કાકાનું ખૂન થયુ છે, એટલે મને લાગે છે કે આ ખૂનની બીના સાથે તમે બધા જ સંડોવાયેલા છો

કૈલાસ :– નહી નહી, સાહેબ ! એ વાત ખોટી છે.

ગાંડાલાલ :– સાહેબ ! અમારે છરી સાથે સબંધ ખરો, ખૂન સાથે નહી.

કૈલાસ :– પણ સાહેબ ! એ છરી તપાસો તો ખરા ! નથી એના ઉપર લોહીના ડાઘ.

ડિટેકટીવ :– તમે મને મૂરખ નહીં સમજો. વીસ વરસથી હું આ ધંધો કરૂં છું. છરી ઉપર રામાનાં આંગળાંનાં નિશાન

છે. મેં હમણાં જ તપાસ્યાં. બોલો સાહેબો, હવે કંઈ કહેવું છે ?

**ગાંડાલાલ :**–સાહેબ ! એના ઉપર તો કદાચ અમારાં આંગળાંનાં પણ નિશાન હોય !

**ડિટેકટીવ :**–તો તમે પણ ખૂની.

**ગાંડાલાલ :**–એમ નહીં, સાહેબ ! પણ રામો રજા ઉપર હોય કે હડતાલ ઉપર હોય કે બીજા કામમાં રોકાયેલો હોય ત્યારે એ છરીનો ઉપયોગ અમારે કરવો પડે છે.

**ડિટેકટીવ :**–એટલે ?

**કૈલાસ :**– એટલે કે શાક સમારવામાં, ખૂન કરવામાં નહીં, સાહેબ !

**ડિટેકટીવ :**–આઇ. સી... ! (બોચી ખંજવાળતાં) માળો કેસ છે જરા વિચિત્ર. મારી વીસ વર્ષની કારકિર્દીમાં આવો કેસ નથી બન્યો. પણ મને લાગે છે કે તમારે બધાએ પોલીસ ચોકીએ આવવું પડશે.

**રામો :**– (ગભરાટમાં આંખો ફાટી જતાં) હેં પોલીસ ચોકીએ ? (સામેથી પોલીસ આવે છે, તે જોતાં) સાહેબ ! પોલીસ ચોકીયે હવે જવાની કંઈ જરૂર નથી. પોલીસ જાતેજ અહીં આવે છે.

**કૈલાસ :**– (ગભરાતાં) હેં પોલીસ ? અહીં ? શા માટે ?

(પોલીસ અધિકારી સાથે બીજા બે પોલીસ આવે છે)

**પોલીસ અધિકારી :**– મી. કૈલાસચંદ્ર કોઠાવાલા અહીં રહે છે ?

**કૈલાસ :**– (સ્વગત 'મરી ગયા' બોલીને) હા જી ! હું પોતે જ.

**ડિટેક્ટીવ:**–મી. ઈન્સ્પેક્ટર! આઈ એમ એ પ્રાઇવેટ ડિટેક્ટીવ.

**પોલીસ અધિકારી:**–ઓહો! આ વેશમાં?

**ડિટેક્ટીવ:**–સવારે આ મકાનમાં મૃત્યુ થયું છે એ હિસાબે અમને બોલાવવામાં આવ્યા. ધ્યાન રાખો, સાહેબ! ખૂન નહીં પણ મૃત્યુ. પણ જ્યારે અમે અહીં આવીને જોયું ત્યારે ન મૃત્યુ, ન ખૂન, ન લાશ, ન કાકા.

**પોલીસ અધિકારી:**–આઈ સી...! એમ કેમ બન્યું, મી. કૈલાસનાથ?

**કૈલાસ:**– ના સાહેબ! એવું કંઈ નથી.

**પોલીસ અધિકારી:**–મી. કૈલાસનાથ! અમારા હાથ બહુ લાંબા છે. અમારી આગળ તમારૂં જુઠાણું નહીં ચાલે. માટે જે કંઈ સાચેસાચુ હોય તે કહી દો.

**કૈલાસ:**– આ ડિટેક્ટીવ સાહેબ બધું જાણે છે.

**પોલીસ અધિકારી:**–મી. ડિટેક્ટીવ?

**ડિટેક્ટીવ:**–મને લાગે છે કે આ ઓરડામાં એમના કાકા સૂતેલા. એ ઓરડામાં જ સવારે રામાએ એમના શરીરમાં આ છરીને ખોસાયેલી જોઇ. સવારે કાકાના મૃત્યુની જાહેરાત આ બે ભાઇઓએ અમને અહી બોલાવ્યા અને ત્યારે જોતાં ઓરડા લાશ ગુમ થઇ ગઈ હતી. છરી રસોડામાં મી. કૈલાસ આ ઓરડામાં હતા. રામો અંદર ... હતો. જે લાશ ગુમ થઇ છે એજ વ્યક્તિનો આપ અહી રજુ કરો છો. એ વ્યક્તિ મી. કૈલાસનાથના અગત્યના કાગળો અને પૈસા આવે છે. મને આમાં કંઈક ભેદ દેખાય છે.

**પોલીસ અધિકારી :-** ( કાગળો કાઢીને બતાવતાં ) આ કાગળો આપના છે ?

**કૈલાસ :-** જી, હા. છે તો અમારાજ. પણ તે આપની પાસે ક્યાંથી આવ્યા ?

**પોલીસ અધિકારી :-** એ પૂછવાનો અધિકાર આપનો નથી. આ ફોટામાની વ્યકિતને તમે ઓળખો છો ?

**કૈલાસ :-** હા જી. અડધો-ફોટો ઓળખાય છે.

**પોલીસ અધિકારી :-** તે કોણ છે ?

**કૈલાસ :-** સાહેબ ! એ અમારા કાકા થાય. ગઈ કાલે રાત્રે આવેલા પણ સાહેબ ! જુઓને, કેવો હળાહળ કળિયુગ આવ્યો છે ? અમારા કાકા થઈને અમારીજ તિજોરી તોડી આ કાગળો અને એની સાથે રૂપિયા ત્રીસ હજાર ઉઠાવી રાત્રે ભાગી ગયા

**ડિટેક્ટીવ :-** તો પછી ખૂનતું શું ?

**પોલીસ અધિકારી :-** ખૂન ? શાનું ખૂન ? કોનું ખૂન ?

**ડિટેક્ટીવ :-** આ મી. કૈલાસચંદ્રના કાકાનું આજે સવારે આ ઘરમાં ખૂન થયું છે, પણ લાશનો પત્તો નથી. પણ તમારી વાતચીત ઉપરથી એમ લાગે છે કે આ ફોટામાંની વ્યક્તિ એજ હોવી જોઈએ.

**પોલીસ અધિકારી :-** તમે પણ કેવી વિચિત્ર વાત કરો છો ? શું કોઈ ખૂનીએ આ વ્યક્તિનું આ ઘરમાં ખૂન કરી, એની લાશ ઉઠાવી જઈ, અહીંથી ત્રીસ માઈલ દૂરના રેલ્વે અકસ્માતમાં મૂકી દીધી ? નોન્સેન્સ !

**ડિટેક્ટીવ**:–મી. ઇન્સ્પેક્ટર! આઈ એમ એ પ્રાઇવેટ ડિટેક્ટીવ.

**પોલીસ અધિકારી**:–ઓહો! આ વેશમાં?

**ડિટેક્ટીવ**:–સવારે આ મકાનમાં મૃત્યુ થયુ છે એ હિસાબે અમને બોલાવવામાં આવ્યા. ધ્યાન રાખો, સાહેબ! ખૂન નહીં પણ મૃત્યુ. પણ જ્યારે અમે અહીં આવીને જોયું ત્યારે ન મૃત્યુ, ન ખૂન, ન લાશ, ન કાકા.

**પોલીસ અધિકારી**:–આઈ સી...! એમ કેમ બન્યુ, મી કૈલાસનાથ?

**કૈલાસ**:– ના સાહેબ! એવું કંઈ નથી.

**પોલીસ અધિકારી**:–મી. કૈલાસનાથ! અમારા હાથ બહુ લાંબા છે. અમારી આગળ તમારૂં જુઠાણું નહીં ચાલે. માટે જે કંઈ સાચેસાચું હોય તે કહી દો.

**કૈલાસ**:– આ ડિટેક્ટીવ સાહેબ બધું જાણે છે.

**પોલીસ અધિકારી**:–મી. ડિટેક્ટીવ?

**ડિટેક્ટીવ**:–મને લાગે છે કે આ ઓરડામાં એમના કાકા સૂતેલા. એ ઓરડામાં જ સવારે રામાએ એમના શરીરમાં આ છરીને ખોસાયેલી જોઇ. સવારે કાકાના મૃત્યુની જાહેરાત આ બે ભાઇઓએ કરી, અમને અહી બોલાવ્યા અને ત્યારે જોતાં ઓરડામાની લાશ ગુમ થઇ ગઈ હતી. છરી રસોડામાં હતી. મી. કૈલાસ આ ઓરડામાં હતા. રામો અંદર રસોડામાં હતો. જે લાશ ગુમ થઇ છે એજ વ્યક્તિનો ફોટો આપ અહી રજુ કરો છો. એ વ્યક્તિ પાસેથી મી. કૈલાસનાથના અગત્યના કાગળો અને પૈસા મળી આવે છે. મને આમાં કંઇક ભેદ દેખાય છે.

**પોલીસ અધિકારી :**–મને પણ એમ જ લાગે છે. મી. કૈલાસ તમારે બધાને પોલીસ ચોકી પર આવવું પડશે.

**રામો :–** પોલીસ ચોકીએ ?

**પોલીસ અધિકારી :**–જરૂર !

**કૈલાસ :–** પણ સાહેબ ! જ્યાં ખૂન જ નથી થયું, ત્યાં અમારે શા માટે પોલીસ ચોકીએ આવવું પડે ?

**ગાંડાલાલ :**–હા, સાહેબ ! અમે પોલીસ ચોકીએ નહી આવીએ. ખૂન જેણે કર્યું હોય એને પકડો.

**રામો :–** અમે તો નિર્દોષ છીએ, અહી ખૂની છે જ કોણ ?

**પોલીસ અધિકારી :**– એ બધી ખબર પોલીસ સ્ટેશને પડશે. જાલીમસીંગ ! આ બધાંને ઝાંઝરીયાં પહેરાવી પોલીસ ચોકીએ લઈ લો.

**ગાંડાલાલ :**–( રોતલ સ્વરે ) પણ એમાં હાથકડીની શું જરૂર ?

**રામો :–** જીપ તો છે ને સાહેબ !

( બહારથી બૂમ પડે છે. બેટા કૈલાસ છે કે ? )

**કૈલાસ :–** વળી કોણ આવ્યું ? કોણ છે ? ચાલ્યા આવો જે હોય તે અંદર.

( આગંતુક પ્રવેશે છે, એને જોઈને બધા ચકિત થઈ એક કદમ પાછા હટી જાય છે. )

**વનાર :**–એ તો હું વનમાળી. ટાઈમિસર જ આવ્યો છું. ને ? બેટા, તારી સ્ટેશને મેં ખૂબ રાહ જોઈ.

કૈલાસ :- (આશ્ચર્યથી) તમે? વળી પાછા તમે આવ્યા? જુઓ સાહેબ!

વનમાળીદાસ :-અરે! તમે બધા અહીં ભેગા કેમ થયા છો? છે શું?

પોલીસ અધિકારી :-પણ આપ કોણ?

વનમાળીદાસ :-હું વનમાળી. આ ત્રણેય છોકરાંઓનો કાકો. આફ્રિકાથી કાલે મુંબઈ આવ્યો; અને મુંબઈથી ટ્રેનમાં સ્ટેશને અને સ્ટેશનથી સીધો અહીં. પણ આ બધું માંડ્યુ છે શું?

રામો :- કાકા, તો કાલે રાત્રે આવી ને ગયા, અને અમને પણ ભેગા લેતા ગયા.

વનમાળીદાસ :-ક્યાં?

રામો :- જહાન્નમમાં.

વનમાળીદાસ :-કૈલાસ! આ બધું છે શું? તમે લોકો કંઈક સમજાય એવું તો બોલો. હું તો હજુ આજે જ ચાલ્યો આવું છું.

રામો :- કાકા! કાલે રાત્રે આવ્યા તે તમે નહોતા?

વનમાળીદાસ :- ના.

કૈલાસ :- તો રાત્રે આવેલો માણસ બનાવટી હોવો જોઈએ.

પોલીસ અધિકારી :-(ઘડીકમાં ફોટા સામે અને ઘડીકમાં વનમાળી સામે જોઈને) સ્ટ્રેન્જ! વેરી સ્ટ્રેન્જ!

વનમાળીદાસ :- શું?

પોલીસ અધિકારી :-તો પછી આ ફોટામાં છે તે કોણ?

**રતનઆણીદાસ :-**( ફોટો ધારીને જોતાં ) અરે, આ તો અમારા ઝાંઝીબારનો નામચીન ગઠીયો ! થોડા દિવસ પર જ મને એ મળ્યો હતો, અને વાતવાતમાં મારી બધી વિગત કઢાવી ગયો હતો. અમારી સરકારે હમણાં જ એને શોધી લાવનારને માટે જંગી ઇનામ આપવાનું જાહેર કર્યું છે.

**બધા :-** હેં !!!

( પડદો પડે છે )

---

(તા.૯-૧૦સપ્ટેંબર૧૯૬૧.)

# ત્રિમુરતિઓ–

: પાત્ર પરિચય :

અડવો– મુરતિ ૧
શેખચલ્લિ– મુરતિ ૨
ભદ્રંભદ્ર– મુરતિ ૩
લવકુમાર– શેઠ રાજુ શેઠનો
સુપુત્ર
રાજુ શેઠ– લવકુમારના પિતા
અંબાશંકર–ભદ્રંભદ્રનો શિષ્ય
અને ભક્ત
પોલિસ અધિકારી અને બે
પોલીસ વિગેરે

★

[ પડદો ઉઘડે છે ત્યારે.. રાજુ શેઠનું આધુનિક ઢબે સજાવેલું દિવાનખાનું નજરે પડે છે... ગીત રેડિયોમાંથી લ્હેરાતુ હોય છે... અડવો એની સામે તાકીને એટલે કે ડાચું વકાસીને નહિ ઉભો, નહિ બેઠો એવી સ્થિતિમાં દેખાય છે. ગીત... પ્યાર કિયા તો ડરના ક્યા...ની છેલ્લી પંક્તિઓ અને તે પછીની જાહેરાત... ]

પ્રવક્તા— યજ્ઞ...યજ્ઞ. યજ્ઞ,

[ હૉરલીક્સના ટ્યુનમાં ]

આ લોક કે પરલોકમાં છે ભૂદેવ કોક,
પાળેલો ધર્મ —એ કરવો યજ્ઞ યજ્ઞ...

પ્રતિષ્ઠિત સજ્જનશ્રી રાજુ શેઠ યજ્ઞ કરાવવા માંગે છે તો ધાર્મિક, શુદ્ધ, પ્રમાણિક અને સસ્તા બ્રાહ્મણો એમનો સપર્ક સાધવો......

[ જાહેરાત પુરી થાય અને બીજુ ગીત શરુ થાય ત્યા બહારનો કૉલબેલ સંભળાય છે... અડવો રેડિઓ બંધ કરીયે બારણું ઉઘાડે છે. શેખચલ્લી પ્રવેશે છે ].

અ૦ :— અલ્યા સાઈ તમે કુણ છો ?

શેખ૦ :— કુણનો બાપ. આ ગીત કોણ ગાતુ'તું ?

અ૦ :— ઈ...... ઓલી પેટીમા બેઠેલી.

સેખ૦ :— પેટીમાં કેમ પુરી રાખીછે ? બહાર કાઢ બ્હાર.

અ૦ :— ઈ કાન મારું નહિ. મારી હાડુએ ના પાડી સે.

સેખ૦ :— તારી હાડુ કોણ ?

અ૦ :— ઈ જાણુવાની તમારે હુ જરુર ? ઇમને નથી બીજી એક કુંવારી સોકરી કે...(શેખચલ્લી વિચારે ચડી જાય છે.) અલ્યા એય...સાંભળે સે ? મારી હાડુની સોકરી એટલે મારી હાળી. મારી વહુ. ઇ બીજી અને ઇતો હારૂ સે કે ઇમને બીજી કોઇ એકે કુંવારી સોકરી નથી, નહીં તો તું તો કારનોય પૈણુવા દોડયો હોત. આટલું બધું પુસે સે તે ?

શેખ૦ :- કુંવારી કુંવારી શું કરે છે. તે બીજી શું પરણેલીને પરણતા હશે?

અ૦ :- આજકાલ એવું બને સે ખરું! આપણા શેઠ સે ને...

શેખ૦ :- આપણા સેના? તારા, મારા નહિ

અ૦ :- આહા, ભઈ, મારા શેઠ એટલે તો મને પગાર આપે છે. એ સેને તે એમને એક સોકરો સે.

શેઠ૦ :- તે હોય. શેઠ હોય તે છોકરો હોયજને.

અ૦ :- એનું નામ લવકુમાર સે. હારૂં નામ સે ને? હાં... એ જેને પૈણવાના સે ને તે પૈણેલાં સે. અરે એઇ તમે હાંભળો સો કે નહીં! હું આ બધું કોંસ આગળ ભાગવત કરૂં સું?

શેખ૦ :- નહિ, આ શેખચલ્લી આગળ. હું વિચાર કરતો હતો કે આ શેઠ જે યજ્ઞ કરાવવાના છે એ તો જાણે બ્રાહ્મણુ પાસે જ કરાવશે. અને જો મારે એ યજ્ઞ કરવો હોયતો મારે બ્રાહ્મણુ ભાડે રાખવા પડશે અને અડધી કિમતેજ કરવો જોઇએ. અને એ જે અડધી કિમત આવે તેમાંથી હું પ્રાઇઝ બોન્ડ ખરીદું. એ પ્રાઇઝ બોન્ડમાંથી મને ઇનામ લાગે. એ ઇનામમાંથી હું કસોટી ફરિફાઈ ભરું. એમાંથી મને વીસ પચીસ હજારનું ઇનામ લાગે. એમાંથી હું સોસાયટી બાંધવાનો કોન્ટ્રેકટ લઉં. કોન્ટ્રેકટને નામે સીમેન્ટ અને લોખંડ લઉં અને એમાંથી......

અ૦ :- ઓહો...શેખચલ્લીજી? તમે ક્યાંથી? (બંન્ને ભેટે છે). એટલામાં ફરી ઘંટડી વાગે છે. અડવો જઇને બારણું ઉઘાડે છે, અને ભદ્રંભદ્રને જોઇને અડવો અને શેખચલ્લી સ્તબ્ધ થઈ જાય છે.)

**ભદ્રંભદ્ર :–** મૃત્યુ લોકના તૃણસમાન, તુચ્છ! મેરુસમાન લક્ષ્મીના પતિ શેઠશ્રીના માનવજંતુઓ! મમ કાયા પ્રતિ આમ વિસ્ફારીત ચક્ષુદ્વય વડે શું નિહાળી રહ્યા છો? નથી જોઈ માનવીની કાયા કોઈ?

**શેખ૦ :–** આપ?

**ભ૦ :–** મારા બાપ! તમે કુણ? આ હું બોલ્યા બહું?

**ભ૦ :–** મને ના ઓળખ્યો? હું રમણભાઈ નીલકંઠનો માનસ-પુત્ર. મોહમયીનો પ્રસિદ્ધ પ્રવાસી. ગરવી ગુર્જરગીરાનો પ્રખર અભ્યાસી સંસારવનનો નાહેલો ધોયેલો શુદ્ધ અભ્યાસી હે શુદ્રંશુદ્ર! હું ભદ્રંભદ્ર.

**શેખ૦ :–** આદાબઅર્જ ભદ્રંભદ્ર ભાઈ! મૈં શેખચલ્લી.

**ભદ્રંભદ્ર :–** (કાનમાં આંગળી નાખીને) મમ કર્ણદ્વયને તમ યવન શબ્દાવલિએ ભ્રષ્ટ કર્યા. હવે એની શુદ્ધિ અર્થે મારે કર્ણસ્નાનાર્થે ગંગાજળ અંબાપ્રસાદ કુત્ર अस्ति त्वं।

[ અડવો અંદરથી ફ્લીટ લાવીને ભદ્રભદ્રના કાનમાં છાંટે છે. ધમાચકડી મચે છે ]

**ભ૦ :–** આ શુ કર્યું? ભ્રષ્ટતાની ભ્રષ્ટતા. નારી દુષ્ટતાની દુષ્ટતા. હમણા જ એક મુષ્ટિપ્રહારે તને ધરાશાયી કરી દઉં કિન્તુ તવ શરીરને સ્પર્શી હું પુનઃ મમ કાયાને ભ્રષ્ટ શીદ કરું? હે દેવોના દેવ! તમે સાક્ષી છો કે આ ભદ્રંભદ્ર શેખચલ્લીની સાક્ષીએ અડવાને મુષ્ટિપ્રહાર નથી કરતો કારણ કે કર્ણસ્નાનનું ગંગોદક જ્યાં અલભ્ય છે ત્યાં આ કાયાના સ્નાનાર્થે એક મંગાજમની જલપાત્રપૂર્ણ ગંગોદક ક્યાંથી લાવવું?

અ૦ :- અરર... ભૂદેવ તમે 'શેખચલ્લી' બોલ્યા ?

ભ૦ :- શાન્તમ્ પાપમ્, શાન્તમ્ પાપમ્ ! આ મ્લેચ્છોના સગદોષે રસનાને રસ લાગ્યો અને મારો નિયમ ભાગ્યો. સાત દિવસના અન્નજળ ત્યાગથી મારે આતમશુદ્ધિ દેહશુદ્ધિ, મનશુદ્ધિ, કર્ણશુદ્ધિ અને જીહ્વાશુદ્ધિ કરવી પડશે, અને હે પાપાત્માઓ ! તમારા આત્માઓને પણ શુદ્ધ કરવા તમારા તનને ચતુર્વીંશ પ્રહર પર્યંત અન્નજળથી વિમુખ રાખવા પડશે.

શેઠ :- [ અંદરથી અવાજ ] અડવા ! આ ઘોંઘાટ શેનો છે ?

અ૦ :- [ અંદર જતાં ] શેઠજી ! એ તો આ મે કોઈ મળવા આયા સે.

ભ૦ :- વિવેકભ્રષ્ટ ! દાસાનુદાસ ! સુવાક્યો વિનયપૂર્ણ વદ. ભૂદેવોમાં શ્રેષ્ઠ, સનાતન ધર્મના આધારસ્તંભરૂપ ભદ્રંભદ્ર પધાર્યા છે ઇતિ વદ. શીઘ્ર વદ.

શેખ૦ :- ભદ્રંભદ્ર !

ભ૦ :- વિવેકભ્રષ્ટ !

સવ૦ :- (બ્હારથી બૂમ પાડતાં) અડવા ! મારું રેકેટ લાવ.

ભ૦ :- (એ બાજુ જોઈ આંખ આડા હાથ ધરી દઇ) શાન્તમ્ પાપમ્, શાન્તમ્ પાપમ્ !

શેખ૦ :- શું થયુ ? જરા દેખો તો સહી. કૈસી જન્નતકી હૂર જૈસી હૈ !

ભ૦ :- (બીજી બાજુ મોઢું ફેરવી લઇને) અરર...મમ દૃષ્ટિ એ દૂષિત બની. મોહમયીની ભ્રષ્ટતાએ વર્ષો પૂર્વે આ દૃષ્ટિને મલિન કરી હતી અને આજે અત્ર ઉપસ્થિત

કન્યા, ઓહ! કન્યાએ નહિ.. વૃકોદર ભાર્યા સ્વરૂપા
દર્શને મમ દૃષ્ટિને પુનઃ પુનઃ મહદ્ મલિન કરી

શેખ૦ :— તમે એ બાજુ ન જોશો, હું એ બાજુ જોઉં છું.

લવ૦ :— ક્યાં મરી ગયો અલ્યા અડવા? ડાર્લીંગ! એક મિનિટ .. (અંદર આવી) અડવા! એઈ અડવા! રોડા! રૅકેટ લઇને આ દોડતો આવ્યો.

ભ૦ :— શા વેશ? શા કેશ? વત્સ! તવ દર્ભ સમ કાયાને આ કયું વસ્ત્ર આચ્છાદિત કરી રહ્યું છે? તિતિઘોડા?

લ૦ :— ડીયર!

ભ૦ :— ઓહ! દિયરનું અપભ્રંશ!

લ૦ :— What! (ખભેથી પકડીને) ડીયર? ડીયર એટલે વ્હાલા .. મારા વ્હાલા કાકા. આને બુશશર્ટ કહેવાય.

શેખ :— ભદ્રંભદ્રજી! તમે એને શું માન્યુ?

ભ૦ :— નહિ ચોળી, નહિ બંડી. એવું સ્વર્ગલોકે, ન મૃત્યુલોકે, ન ચ અપિ પાતાલે. નથી કોઇએ ધારણ કર્યું એવું આ વસ્ત્ર.

(અડવો પાણીનું મોટું માટલું લઇને આવે છે.)

લ૦ :— મૂર્ખ! માટલું નહિ, રૅકેટ જોઇએ છે આ શામાટે લાવ્યો?

અ૦ :— લવકુમાર સાહેબ! શેઠજીએ કહ્યું છે કે કોઇ આવે તેને પાણી ધરવું.

શેખ૦ :— ધરવું કે પાવું?

અ૦ :— પીએ તો પાવું નહિ તો પાછું લઈ જાવું.

લ૦ :— પણ એમાં મૂરખ! આટલા મોટા માટલાની શી જરૂર?—

અ૦ :– લવકુમાર સાહેબ! તમે ધારો છો એટલું મોટું નથી. પણ આ મહેમાનને જોઇને એમ થયું કે વારે વારે ફેરા ખાવા કરતા માટલું જ અહી લઈ આવું.

લ૦ :– ભારે મૂરખ!

અ૦ :– લવકુમાર સાહેબ!

લ૦ :– તું વારે વારે લવકુમાર સાહેબ, લવકુમાર સાહેબ ન બોલ

અ૦ :– ટેવ પડી ગઈ લવકુમાર સાહેબ!

લ૦ .– જો પાછું બોલ્યો?

અ૦ :– હવે નહી બોલું લવકુમાર સાહેબ! બસ.

લ૦ :– હવે જો બોલ્યો તો જીભ ખેંચી કાઢીશ.

અ૦ :– પણ લવકુમાર સાહેબ! મારી વાત તો સાંભળો! પાંચ દિવસ પહેલાં નાના પ્યાલામા પાણી લાવ્યો'તો તો શેઠ કહે કે માણસ જોઇને તો પ્યાલો લાવવો'તો એટલે આજે આ માણસ જોઇને ઘડો લાવ્યો.

લ૦ :– જા, જા. મારું રેકેટ જલ્દી લઈ આવ .
(અડવો અંદર જાય છે. અને લવકુમારનું ધ્યાન શેખચલ્લી પર પડે છે. એની પાસે જઇ એને ખભેથી પકડીને એઈ મિસ્ટર? ત્યાં શું જુઓ છો?)

શેખ૦ :– લડકી.

લ૦ :– એમ...! (ખમીસેથી પકડી) શું વિચારે છે?

શેખ૦ :– હું એમ વિચાર કરતો હતો કે પેલી મારી સોસાયટીમાં હું મારો પોતાનો એક બંગલો બંધાવું.

સ૦ :– શું ?

શેખ૦ :– શું શું વળી ? બંગલો બંધાવુ, તારે રહેવા આવવું હોય તો આવજે... ભાડે.

લ૦ :– એમ !

શેખ૦ :– પછી એ બંગલાની અગાશીમાં હીચકો બંધાવું અને આ પેલી લડકી સાથે શાદી કરી એ ઝૂને એને ઝુલાવું [ લવકુમાર એને બોચીએથી પકડી બેચાર ડોંસા મારે છે ].

શેખ૦ :– [ બૂમો પાડે છે ] બાપ રે મરી ગયો રે મરી ગયો

[ ભદ્રંભદ્ર આંખો મીચી, કાનમાં આંગળીઓ નાખી ટેબલ ઉપર બેસી સમાધિસ્થ અવસ્થામા જોરથી હનુમાન કવચ બોલે છે. ત્યા રામો રેકેટ સાથે ધસી આવે છે અને શેખચલ્લીને છોડાવે છે. ધુંધવાતો ધુંધવાતો રેકેટ લઇને લવકુમાર ચાલ્યો જાય છે ]

લ૦ :– (જતા જતાં) ક્યાંથી આવા ને આવા ઘૂસી આવે છે ? અડવા ! હવે જો આ ગરબડ કરે તો મારીને બહાર કાઢજે ( જાય છે )

[ શેખચલ્લી છાતી કાઢીને સામું જોઈ રહે છે ]

ચ૦ :– (ભદ્રંભદ્ર પાસે જઇ) ભૂદેવ પાણી !

શેખ૦ :– એમનું નામ પિનાકપાણીની માફક ભૂદેવપાણી નથી. એમને ભદ્રંભદ્ર કહે તોજ એ બોલશે.

અં૦ :- (જરા દૂરથી)- ભદરમ્ ભદરમ્! ઓ ભદરમ્ ભદરમ્! (ભદ્રંભદ્ર શાન્ત)

અં૦ :- (જરા મોટેથી) અરે ઓ ભદ્રંભદ્રં, માળો મ્હેરો લાગે! એઈ...ભદ્રંભદ્રં! નહી નહી, ઉંઘી ગયો પણ નથી લાગતો.

શેખ૦:- બેભાન થઈ ગયો હશે.

અં૦ :- લાવ પાણી રેડું એટલે બોલશે. (માટલું ભદ્રંભદ્ર ઉપર ઠાલવે છે.)

ભ૦ :- (ઝબકીને જાગતાં) અરે આ શું? શિવશંકરની જટામાં સ્વર્ગેથી જેમ પતિતપાવની ગંગા ઉતર્યાં હતાં તેમ આ મમ શિખાએ શું એજ પતિતપાવની?

શેખ૦:- જાગો, ભૂદેવ જાગો.

ભ૦ :- હું કયાં છું? અંબાશંકર, તું કયાં છે? મા ગંગા, તમે કયાં છો?

શે૦ :- (ભદ્રંભદ્ર પાસે જઈને) મારા બંગલામાં ભાડે રહેશો?

અં૦ :- (શેખચલ્લી પાસે જઈ) આનું ખસ્યું છે.

શેઠ૦ :- (અંદરથી આવતાં) અડવા!

અં૦ :- જી, સાહેબ!

શેઠ૦ :- આ બધું શું તોફાન છે? કેટલો ઘોંઘાટ? આ પાણી શેનું? શું આ ડ્રોઈંગરૂમને તું બાથરૂમ સમજે છે?

ભ૦ :- (ટબલ ઉપર ઉભા થઈ)- એવા યાવની શબ્દો મા વદો. યવનસ્થાન, યવનસ્પર્શ, યવનશબ્દ અને યવન-મરુતથી દૂષિત થયેલી મમ કાયાને પાવન કરવા સ્વર્ગેથી સ્વયં જાહ્નવીનું અત્ર અવતરણ થયુ. (શેઠને નીચેથી

ચાંગળું ભરીને આપતાં)– લ્યો, આ પુણ્યોદકના આચમને આપની કાયા પવિત્ર કરો.

શેઠ૦ :– (હડસેલી દઈને)– તમે કોણ છો?

ભ૦ :– સ્વર્ગ મધ્યે નંદનવનમાં પરિભ્રમણ કરતાં કરતાં આકાશવાણી થઈ કે મૃત્યુલોકમાં સુરજમલ શેઠના સુપુત્રે યજ્ઞ કરાવવા ઘોષણા કરાવી છે કે યજ્ઞ કરાવનાર વેદાલંકાર, શાસ્ત્રજ્ઞ, ધર્મધુરંધર પુરોહિતની આવશ્યકતા છે. એવં શ્રુત્વા હું તત્ક્ષણ અત્ર ઉપસ્થિત થયો.

શેઠ૦ :– આઈ સી...!

ભ૦ :– શાંતમ્ પાપમ્, શાંતમ્ પાપમ્! આ યજમાન!

શેઠ૦ :– તો તમે યજ્ઞ કરાવવા આવ્યા છો? મારે યજ્ઞ કરાવવો છે; પણ તમે કેવો યજ્ઞ કરાવી શકશો?

ભ૦ :– તૈલયજ્ઞ, ઘૃતયજ્ઞ, કાષ્ટયજ્ઞ, વાયુયજ્ઞ અને વિદ્યુતયજ્ઞ.

શેઠ૦ :– એટલે શું આ બધું તમે વરસાવી શકો છો?

ભ૦ :– યજ્ઞમાં સળગાવવાનું હોય, વરસાવવાનું નહી.

શેઠ૦ :– પણ તમને ખબર છે, પૂર્વે જનમેજય રાજાએ સર્પયજ્ઞ કર્યો હતો. તેમાં બધા સર્પો ઉપરથી આવીને વરસ્યા હતા તે? મારે તો એવો યજ્ઞ કરાવવો છે. શાસ્ત્રો કહે છે કે યજ્ઞો તો ધારેલાં ફળ આપે છે, વરસાવે છે. બોલો ભૂદેવ! તમે એવો યજ્ઞ કરાવી શકશો કે જે આકાશમાંથી વરસાદ નહીં, પણ લક્ષ્મી વરસાવે.

ભ૦ :– ગહન! અતિગહન! મહદ્‌ગહન! બૃહદ્‌ગહન!

શેઠ૦ :– (શેખચલ્લી સામે જોઈને)–તમે બ્રાહ્મણ છો? તમે પણ યજ્ઞ કરાવવા આવ્યા છો?

અ૦ :- ના સાહેબ! એનો વેશ તો જુઓ? બાંમણ આવો હોય!

શેઠ૦ :- આજકાલ કોઈનું ઠેકાણું નહિ.

શે૦ :- શેઠજી! મેં પ્રાઈઝ બોન્ડ ખરીદ્યાં. એમાંથી કસોટી ભરી. એમાંથી સોસાયટી બાંધી, અને લોખંડ અને સિમેન્ટમાંથી અઢળક ધન મળ્યું. તેમાંથી મેં એક સોસાયટીમાં મારો પોતાનો બંગલો બાંધ્યો છે.

શેઠ૦ :- અચ્છા! તો તમે કાન્ટ્રેક્ટર છો?

શે૦ :- હું શાદી કરવાનો.

શેઠ૦ :- અત્યાર સુધીમાં કેટલી બાંધી?

શે૦ :- હું એને મારા બંગલાના ઝૂલે ઝૂલાવીશ.

શેઠ૦ :- અરે એઈ! હું તમને પૂછું છું. કેટલા વખતથી આ ધંધામાં છો?

શે૦ :- બે દિવસ અને બે રાત.

શેઠ૦ :- શું બે દિવસ ને બે રાત? કંઈ વ્હેવારની ગણત્રીમાં છો?

શે૦ :- મેરી પ્યારી......!

શેઠ૦ :- તમે આવો મારી સાથે. આપણે જુદા રૂમમાં બેસી બીઝનેસ ટૉક કરીએ. (જતાં જતાં અડવાને)–આ ભૂદેવને ચ્હા, કૉફી કંઈક આપજે, અને બે કપ ચા અમારે માટે લાવજે. (બન્ને જાય છે.)

અ૦ :- ભૂદેવ! ચા પીશો?

ભ૦ :- નહીં. એ તો પાશ્ચાત્ય–યાવની પીણું.

અ૦ :- એવું હું કાંઈ ના સમજું. હા કે ના જ કહોને !

ભ૦ :- ના.

અ૦ :- કૉફી ?

ભ૦ :- ના...ના.

અ૦ :- કોકો ?

ભ૦ :- કોકો એટલે શું ?

અ૦ :- બહુ ટેશદાર લાગે હોં !

ભ૦ :- નહી એવાં મ્લેચ્છ પીણાં મારે વર્જ્ય છે

અ૦ :- (અંદર જતાં) તો નશીબ તમારાં.

ભ૦ :- (આંટા મારે છે. અચાનક બ્હારી બ્હાર નજર જતાં આશ્ચર્યથી) નૃપતિ જેમ રાજદંડથી શોભે, કાપડિયો જેમ ગજથી શોભે, અને પાકશાસ્ત્રી જેના વડે શોભે છે એવા એ ઝારા લઇને આ બે જણાંએ શું માંડયુ છે ? હા. કંઈ દોડે છે. વચમાં મત્સ્યસંહારકની જાળી સમી વાડ કરી એકબીજા પ્રતિ મોદક ઉછાળની આ શી રમત માંડી છે ? એ દોડયો..., એ કૂદયો...એ દોડી, એ કૂદી. નિર્લજ્જ ! ઓહ ! મારી આ દૃષ્ટિને શું થયુ છે ? વારંવાર એ પ્રતિ જોવાને શા માટે એ લોભાયમાન થાય છે ?

અ૦ :- (ચાની ટ્રે લઇને જતાં)–એ ભૂદેવજી ! શું જુવો છો ?

ભ૦ :- હે વત્સ ! પેલાં યૌવનને આંગણે ઉછરતાં ચંપો અને ચમેલી સમાં.........

અ૦ :- ભૂદેવજી! એ ચંપો અને ચમેલી નથી. મોગરો ને જૂઈ છે, ભૂદેવ! હું અડવો. મને તમારી ભાષા ના સમજાય. જે કહેવું હોય તે સીધું કહો.

ભ૦ :- વત્સ!

અ૦ :- બસ, તમે વિચાર કરી રાખો ત્યાં હું ચા આપીને આવું છું. (જાય છે).

લ૦ :- (રેકેટ ઘુમાવતાં ઘુમાવતાં)- ડાર્લીંગ...ટાં...ટા... ...બાય! (અંદર આવતાં)- ઓહો ડિયર ઓલ્ડ અંકલ! તમે હજુ અહીં જ છો?

ભ૦ :- વત્સ! ઈન્દ્રની અપ્સરા સમી એ કોણ હતી?

લ૦ :- એ? એ તો ડાર્લીંગ હતી.

ભ૦ :- ડાર્લીંગ? ડાર્લીંગ એટલે?

લ૦ :- (ભદ્રંભદ્રને ગળે બન્ને હાથ ભેરવી)- આઈ લવ યુ કહે તે

ભ૦ :- આઈ લવ યુ? હું આઈ લવ યુ કહું તો હું પણ ડાર્લીંગ કહેવાઉં?

લ૦ :- યસ, અંકલ.

ભ૦ :- અને પેલી તારી ગઈ એ મને 'આઈ લવ યુ' કહે તો?

લ૦ :- કાકા! આવી મોટી ફાંદવાળા અને ઉઘાડા શરીરવાળાને, આ કાળી કાળી મૂછોવાળાને અને હવામાં ઉડતી ચોટલીવાળાને એ કોઈ દિવસ પણ ના કહે કે 'આઈ લવ યુ.'

ભ૦ :- એટલે?

લ૦ :- કાકા! એને માટે તમારે આ તમારો ડ્રેસ બદલવો પડે. લો, આ પાટલુન પહેરો, આ બુશ પહેરો અને આ ચોટલીને કાપી નાખો

ભ૦ :- શાંતમ્ પાપમ્!

લ૦ :- તો એને તમારા મંત્રના જોરે અંતર્ધ્યાન કરો. લો, આ હેટ પહેરો

ભ૦ :- પણ હું આ બધું કરૂં, તતપશ્ચાત્ પેલી ઉર્વશી જેવી તારી સાથે રમતી હતી તે મને ' આઈ લવ યુ ' કહીને મોદકમારની રમત મારી સાથે રમશે ખરીને ?

લ૦ :- યસ ઈન્ડીડ વાય નૉટ ?

ભ૦ :- પરંતુ વત્સ, હું આ તારી આ યાવની ભાષા સમજતો નથી, માટે જરા હું સમજુ એમ બોલ.

લ૦ :- હા, કાકા, હા. આ બધું તમે ચઢાવો એટલે પેલી રોડા તમને ચોક્કસ રમાડશે.

ભ૦ :- (આજુબાજુ જોઇને)- ઠીક, ભાઈ! લાવ ત્યારે.

લ૦ :- (પોતાનાં બુશ, પાટલુન અને હેટ આપતાં)- કાકા, જુઓ તમારા માપના તો નથી, પણ જરા જોર કરશો અને આ ફાંદને (એમની ફાંદ ઉપર હાથ ફેરવતાં) જરા દબાવશો તો કદાચ પરાણે આવી રહેશે. જાઓ અંદરની રૂમમાં જઇને એ બધું પહેરી આવો.

ભ૦ :- (અંદર જતા જતાં) પરંતુ વત્સ! એના સિવાય બીજું કોઈ તો અહી નહી આવે ને ?

લ૦ :- ના, કાકા, ના. કોઇ નહીં આવે, જુઓ હું સરસ રેકર્ડ મૂકું છું. (રૉક એન્ડ રૉલની રેકર્ડ વગાડે છે

લવકુમાર નૃત્ય કરતો હોય છે ત્યાં ભદ્રંભદ્ર નવા વેશમાં પ્રવેશે છે.)

સ૦ :- વત્સ !

સ૦ :- સી...સી...સી...સી.. વત્સ બત્સ નહીં. હવે તો બસ ડિયર, ડિયર, ને ડિયર.

(ભદ્રંભદ્રનો હાથ પકડીને નૃત્યમાં ખેંચે છે. ભદ્રંભદ્ર પણ નાચવા માંડે છે)

**ઓ માય અંકલ ડિયર**
**કમ કમ નિયર**
**એન્ડ યુ હિયર........**
**આઈ લવ યુ વેરી મચ...ઓ માય૦**

(એટલામા શેઠની વિદાય લેતાં 'ખુદા હાફીઝ' કરતો શેખચલ્લી રૂમમાથી બહાર આવે છે, અને આ બધો ઢંગ જોઇને એને પણ રસ પડે છે અને એ પણ નૃત્યમાં જોડાય છે. ત્યાં તો ચાની ખાલી ટ્રે લઇને આવેલો અડવો પણ એમાં ભળે છે. ડાન્સની રંગત જામે છે ત્યા તો અંબારામનો બુલંદ અવાજ ગાજી ઉઠે છે.)

અં૦ :- અરે ગુરુદેવ ! ભદ્રંભદ્ર ! આ શું ? આ શો વેશ ? શો આવેશ ? અને શો આપણો આ દેશ ? તમારૂં આ પતન જોઈ દિશાઓ ડોલાયમાન થઈ છે. હિમાલય વામણો થયો છે. પૃથ્વી રસાતાળ જવા બેઠી છે.

મરૂત કંપી ઉઠયો છે, વિજળી ત્રાસી ઉઠી છે, દેવો ભયભીત બન્યા છે! જાગો...જાગો... ઈન્દ્રનું ઈન્દ્રાસન ડોલે પણ ભદ્રંભદ્રનો નિશ્ચય, ભદ્રંભદ્રનો ધર્મ, ભદ્રંભદ્રની સ્થિરતા— તનની અને મનની— કદિયે આમ ન ડોલે.

ભ૦ :- અં...બા...રા...મ!

અં૦ :- ભદ્રંભદ્ર!

ભ૦ :- આ બધું શું થઇ રહ્યું છે?

અ૦ :- નાચ, ગાન, તાન.

અં૦ :- અરે ઓ મ્લેચ્છ પાપાત્માઓ! દુષ્ટાત્માઓ! પતિતો! દુષ્ટો! તમે અજ્ઞ છો. તમે જાણો છો, કે તમે શું કરી રહ્યા છો? તમે મહાપાપ કર્યું છે તમે સ્વયં સનાતન ધર્મને ધ્રુજાવ્યો છે, સમાજના સ્તંભને ડોલાવ્યો છે, બ્રાહ્મણત્વને ઝાંખુ પાડયું છે. મારા મિત્ર, મારા સહ-પ્રવાસી, વડિલ, ગુરૂસમા આ ભદ્રભદ્રને ચલિત કર્યા છે.

અ૦ :- એય બામણ! અમે તો કર્યો પણ એ થયો કેમ?

ભ૦ :- વત્સ! અંબારા...મ! અમાવાસ્યાની ઘોર અંધારી રાત્રી પછી પ્રભાતમા પૂર્વ દિશામાં જેમ પ્રકાશનું પ્રથમ કિરણ પ્રગટે અને સુષુપ્ત સૃષ્ટિને જાગૃત કરે તેમ તેં મને જાગૃત કર્યો છે. (પોતાની તરફ આંગળી ચિંધીને) આ ઝળહળતો સૂર્ય વાદળાંથી આચ્છાદિત થઈ ગયો હતો, ત્યારે આ પવનરૂપે તેં આવીને એ આચ્છાદાનને દૂર કર્યું છે, કમળની બંધ પાંખડીઓની અંદર પૂરાયેલા ભ્રમર જેવી જે મારી સ્થિતિ હતી એને તેં સૂર્યકિરણ બની કારાગૃહને વિનષ્ટ કૃત્વા મમ ભ્રમરરૂપી મનને મુક્તાકાશનાં દર્શન કરાવ્યાં છે.

અં૦ :— ભદંભદ ! અસ્તુ !

ભ૦ :— નહી આ મહાપાપનું પ્રાયશ્ચિત એજ હવે તો મારો ધર્મ. આજે શિષ્યે ગુરૂને તાર્યા છે. હે જગતના સજ્જનો ! શ્રુયતામ્, શ્રવણ કરો. સમજો અને આચરો કે અનઅધિકારીઓ ઉચ્ચાસ્થાને કે ઉંચી પ્રણાલિકાઓની પાછળ ધનના મેરુશિખરે કે સમાજના સર્વોત્કૃષ્ટ સ્થાને વિરાજતા હોય તોય અધિકારીઓના અધિકાર અકબંધ રહે છે. આત્મનિરિક્ષણના ઓજસે અધિકતમ્ ઉજળા બનશે. માટે હે વત્સ ! હવે તો મહાપ્રાયશ્ચિત એજ ધર્મ અને એજ કર્મ. વત્સ અ...ડ...વા... ! જલ ભરીને એક પાત્ર લઈ આવ. એમાં મમ મસ્તક ડુબાવી હું આ લોકનો ત્યાગ કરૂં.

અં૦ :— ત્રાહીમામ્ ! ત્રાહીમામ્ !

(અડવો અંદરથી પાણીની ડોલ ભરીને લાવે છે. દરમ્યાન લવકુમાર પોલીસને ફોન કરે છે.)

શેખ૦ :- (પોતાનીજ વિચારધારામાં મશગુલ હોય છે તે અંબારામ પાસે જઇને)— મહારાજ ! તમારે મારો બંગલો ભાડે જોઇએ છે ?

અં૦ :— (તિરસ્કારથી)— શું ?

શેખ :— બગલો ના જોઇતો હોય તો મારી મોટરનું ડહેલું ભાડે આપવાનું છે એ રાખવું છે ? કારણકે મારી મોટર આવતાં હજુ છ મહિના લાગશે. નામ તો નોંધાવી દીધું છે. મોટર આવ્યા પછી પણ તમારે સૂઈ રહેવું હોય તો મોટરમાં સૂઈ રહેજો. બે રૂપિયા ઓછા લઈશ.

અં૦ :— એ...ય. ! તું મને શું લાડ રાખવાનો હતો ?
(દરમ્યાનમા ભદ્રંભદ્ર ડોલમાં માથું ઘાલી જુએ છે અંબારામ દોડીને એમને બચાવવા માટે ચોટલી જોરથી પકડી રાખે છે. એવામાં પોલીસ ઇન્સ્પેક્ટર અને ત્રણ સિપાઇઓ આવે છે.)

પો.ઈ. :— કોણ આપઘાત કરે છે ?

લ૦ :— (ભદ્રંભદ્ર તરફ આંગળી કરી — આ બૂઢ્ઢ.

પો.ઈ. :— (ભદ્રંભદ્રને)— આત્મહત્યા કરવાની કોશીશ કરવા બદલ તમારી ધરપકડ કરવામાં આવે છે. (અને અંબારામ તરફ ફરીને)— અને આમને આપઘાત કરવામાં મદદ કરવા બદલ તમને પણ પકડવામાં આવે છે. (એમ કહી બન્નેને હાથકડી પહેરાવવા જાય છે.)

ભ૦ :— થંભો ! પ્રથમ આ શુદ્ધ જળ વડે આ લોહશૃંખલાને સ્નાન કરાવી શુદ્ધ કરો અને તત્પશ્ચાત્ એ આ મમ કરદ્વયે પહેરાવો વળી શ્રુયતામ્ તમે જે ધામમાં અમને લઈ જવાના છો તે ધામ મને સુપરિચિત છે
(તેજ વખતે તખ્તા પર એકદમ અંધકાર. પાછળનો પડદો ખસી જાય. માત્ર પાછળના ભાગને આછો પ્રકાશિત કરતો નાઈટ લેમ્પ—પ્રકાશ—વેરે. ત્યા ખાટલામાંથી ઝબકીને જાગતી એક વ્યક્તિ આછી દ્રષ્ટિગોચર થાય અને એના મુખમાંથી માત્ર આટલા જ શબ્દો સંભળાય.)

વ્યક્તિ— ભદ્રંભદ્ર ! ભદ્રંભદ્ર .....એમને ન લઈ જાવ ઓહ ! આ શુ ? શું આ બધું સ્વપ્ન હતુ ? ઓહ ..ઓહ...

[પડદો પડે છે]

3376